


આદિવાસી બાળકોનું બાલપત્ર


જાન્યુઆરી ૨૦૦૫
વર્ષ ૧, અંક : ૩

**સંપાદક**
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા

**પરામર્શક**
ભગવાનદાસ પટેલ
ચામુલાલ રાઠવા
કાનજી પટેલ
ડાહ્યાભાઈ વાઢુ

**કળા સંયોજન**
દેસીંગ રાઠવા
જાગૃતિ ત્રિવેદી

**મુદ્રણ સંયોજન**
નીરજ કેંગે

**પ્રકાશક**
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬ ૨, શ્રીનાથધામ સોસાયટી, દિનેશ મિલ પાસે,
વડોદરા ૩ ૯ ૦ ૦ ૦ ૭
ફોન નં. : ૦ ૨ ૬ ૫ - ૨ ૩ ૩ ૧ ૯ ૬ ૮


# અનુક્રમણિકા



'બોલ' ના વાચકમિત્રોને વિનંતી છે કે 'બોલ'માં સમાવાયેલ વિષયોને અનુરૂપ જો કોઈ લખાણ તમારી પાસે હોય અથવા આપને લખવાની ઈચ્છા હોય તો તે લખી નીચેના સરનામે મોકલશો.


**સંપાદકશ્રી, 'બોલ'**
૧ ૫, કે કે પાર્ક, પટેલ નગર પાસે, શાસ્ત્રી રોડ, બારડોલી
ફોન નં. : ૦ ૨ ૬ ૨ ૨ - ૨ ૨ ૩ ૩ ૯ ૪

# સંપાદકીય

બાળ મિત્રો,

તમારા ખેતરમાં તૈયાર થયેલ પાક ઘરના આંગણામાં અથવા ખેતરમાં ખળીમાં અનાજ કાઢવાનું કામ ચાલતું હશે. ઘણાં મિત્રોના માતા પિતા પાસે તો જમીન ન હોવાને કારણે મજૂરી કરીને જ પોતાના પરિવારનું ભરણ પોષણ કરે છે. જેમની પાસે જમીન હોય તેમને ત્યાં પણ ભાદરવા મહિનામાં અનાજ પુરુ થઈ જતું હોય છે. આસો મહિનાની આસપાસ અનાજ પાકે છે, ને આપણાં ઘરમાં અનાજની કોઠી ફરી ભરાય છે. અનાજનો એક એક દાણો આપણા સૌ માટે ઉપયોગી હોય છે. અનાજને સાચવીને વાપરવું જોઈએ. અનાજનો દાણો બળે નહીં કે વેડફાય નહી તેની કાળજી આપણે રાખવાની હોય છે. આપણા વડીલો એની પૂજા કરતા હોય છે. અનાજની દેવી એટલે કંસરીમાતા.



કંસરીમાતા દરેક ઘરમાં હોય છે. નવું અનાજ પાકે ત્યારે તેમાં નવું અનાજ ભરવામાં આવે છે.

આપણને હવા, પાણી ને ખોરાક મળે તો જ આપણું જીવન ચાલે. ત્રણમાંથી એક ન મળે તો આપણે જીવી ન શકીએ. પાણી પણ શુદ્ધ અને મીઠું મળવું જોઈએ. મીઠું પાણી ધરતીના પેટાળમાં છે. દરિયામાં ખૂબ પાણી હોવા છતાં તે પીવામાં કામ આવતું નથી. એટલે પાણીનો બગાડ ન કરવો જોઈએ. જેટલું ઉપયોગી હોય તેટલું જ વાપરવું જોઈએ. ધરતીના પેટાળમાં રહેલું પાણી ધીરે-ધીરે ઓછું થાય છે. પાણી શુદ્ધ રહે તે માટે કૂવા અને હેન્ડપંપની આસપાસ ગંદકી થવા દેવી જોઈએ નહીં. ગંદું પાણી પીવાથી બીમાર પડવાની શકયતાઓ રહે છે. શાળામાં પણ આપણે જેમાં પાણી ભરીએ છીએ તેવા સાધનો માટલું, ટાંકી કે નળની આસપાસ ગંદકી ન થાય તેની કાળજી રાખી સાધનો ચોખ્ખા રાખવા જોઈએ. તો જ આપણને ચોખ્ખું પાણી મળે.

વૃક્ષો હવાને શુદ્ધ કરે છે. વૃક્ષો હવામાં રહેલા કાર્બનડાયોકસાઈડને લે છે. અને હવામાં રહેલ ઓકિસજન જેને પ્રાણવાયુ પણ કહેવામાં આવે છે તેને બહાર કાઢે છે. વૃક્ષો આપણને ખૂબ ઉપયોગી હોય છે. ઘર બાંધવા, ખોરાક પકવવા બળતણના લાકડા તરીકે અને એના મીઠા ફળ ખાવા મળે છે. સાથે હવાને શુદ્ધ કરે અને વરસાદ ખેંચી લાવવામાં મદદ રૂપ થાય છે. એટલે આપણી શાળા, ઘર કે જંગલમાં જે વૃક્ષો હોય તેને કાપવા ન જોઈએ. આપણી આજુબાજુનું વાતાવરણ પ્રદુષણ વગરનું હોય તો શુદ્ધ હવા મળે. હવા, પાણી અને ખોરાકનો બગાડ કરવો ન જોઈએ. અને બગાડ થતો અટકાવીશું તો જ આપણે સારા માણસ બની શકીશું.




# ભૂખ્યો તરસ્યો લાડુ



જંગલ અને ડુંગરો વચ્ચે એક નાનું ગામ હતું. ગામમાં એક ગરીબ ડોસો, ડોશી અને તેમનો એક દીકરો રહેતા હતા. ઘરમાં ખાવાના સાંસા હતા. એક દિવસ દીકરો વહુ શોધવા નીકળી પડયો. ગામે ગામ ફરતા એક વહુ શોધી લાવ્યો. ખેતી વાડી ન હોવાથી જંગલ સાફ કરી ઝૂંપડી બનાવી રહેવા લાગ્યા. જંગલમાં થોડી જમીન સાફ કરી કચરો સૂકવી સળગાવી દીધો. થોડા સમય પછી વરસાદ આવ્યો.

બંને જણા બી લેવા માતા પિતા પાસે આવ્યા. ઘરમાં અનાજ ન મળે. દીકરાએ માને કહ્યું કારભારીને ત્યાંથી બી માંગી લાવ. કારભારીએ પાંચ શેર બંટી આપી. કોદાળીથી જમીન ખોદી વાવી દીધી. બંટી ઊગી ને તેના પર ડોડા બેઠા. દાણાં ભરાવા લાગ્યા.

એક દિવસે જોયું તો બંટી કોઈ ચરી જતું હતું. દીકરો વિચારવા લાગ્યો બંટી કોણ ચરી જતું હશે ?. એણે ચોકી કરવાનું નક્કી કર્યું. બપોર થઈ ત્યાં એક ગરુડપંખી આવ્યું. તેને ચાર પગ અને એક પૂંછડી હતી. દીકરાએ તેને જોયું તો વિચારમાં પડી ગયો. તેણે ધીરે ધીરે



જમીન પર સરકતા જઈ એની પૂંછડી પકડી લીધી. ગરુડપંખી જેમ જેમ ચરતું ગયું તેમ તેમ સરકતો ગયો. ચરી લીધા પછી ગરુડપંખી અચાનક જ ઊંચે ઊડવા લાગ્યું. તેની સાથે દીકરો પણ ઊડયો. ગરુડપંખીને પૂંછડી પકડીને કોઈ આવી રહ્યું છે તેની ખબર ન પડી.



થોડીવારમાં તો પંખી આકાશના માળામાં જઈ પહોચ્યું. ત્યાં એક ઘટાદાર પીપળા પર માળો હતો. પંખી માળામાં જઈને બેઠું ત્યારે દીકરો ડાળના પાંદડામાં જઈ સંતાઈ ગયો. થોડી વાર પછી ગરુડપંખી ઊડી ગયું. એટલે દીકરો બચ્ચાં પાસે ગયો. બચ્ચાંઓ તેને જોઈને પૂછવા લાગ્યા, “તું અહીં શું કરવા આવ્યો ? તને અમારી મા ખાઈ જશે. તેના કરતા તું અમારી નીચે સંતાઈ જા અને જેમ આવ્યો છે તેમ પાછો જતો રહેજે.” બચ્ચાંઓએ તેને એક લાડુ ખાવા આપ્યો. તે લાડવાનું નામ ભૂખ્યો અને તરસ્યો લાડુ. જે કોઈ ખાય તેને ભૂખ અને તરસ ન લાગે.









બચ્ચાંઓએ કહ્યું, "આ વાત કોઈને કહશો નહી." દીકરાએ અડધો લાડુ ખાધોને અડધો ઘરે લઈ જવા રાખ્યો, ને બચ્ચાંની નીચે સંતાઈ ગયો. થોડી વારમાં પેલું ગરુડપંખી આવ્યું. બીજા દિવસે પંખીની પૂંછડી પકડી દીકરો નીચે ખેતરમાં આવી ગયો. ધીરે સરકીને ઘરે ગયો. ઘરે બધી વાત કરી, ને લાડુ આપ્યો. બધાંએ લાડુ ખાધો. બધાંને લાડુ એટલો બધો ભાવી ગયો કે બીજા દિવસે બધાં જ આકાશના માળામાં જવા તૈયાર થઈ ગયા.

બીજા દિવસે બધા જ ખેતરમાં પહોંચી ગયા. દીકરાની પાછળ તેની પત્ની, તેની પાછળ મા, તેની પાછળ બાપ. બપોર થઈ અને ગરુડપંખી આવ્યું. ને ચરવા લાગ્યું. ધીમા અવાજે પત્ની કહે, "પેલો લાડુ કયાંથી લાવ્યો?" દીકરો કહે, "પછી ઊંચે જઈને કહીશ." ગરુડપંખી ચરતું જાય તેમ તેમ બધા સરકતા જાય. ચરીને ધરાઈ જતા પંખી અચાનક ઊડયું. દીકરાને માં લાડુ વિશે પૂછવા લાગી, તેણે કહ્યું, "ઊંચે જઈને કહીશ." આકાશનો માળો નજીક જ હતો. ત્યારે બાપે કહ્યું, "હવે તો કહે." દીકરો કંટાળી વાત કહેવા ગયો અને "લાડુ આટલો હતો" એમ બંને હાથ છોડી બતાવવા જતા હાથમાંથી પૂંછડી છૂટી ગઈ. અને ચારે જણા પડયા સીધા બંટીના ખેતરમાં.





શ્રયેલો ગર્ભ વહેતો વહેતો જંબુમાળીના રાજમાં ગયો. ત્યાં નદી ઉપર આડબંધ હતો અને એક નહેર હતી. ગર્ભ નહેરવાટે વહેતો વહેતો જંબુમાળીના વાંઝીયાનગરમાં ગયો. જંબુમાળી નગર વાંઝીયુ હતું. ત્યાંની વસ્તી નિઃસંતાન હતી. બાગમાંફૂલો ફળો ન હતા. ગર્ભ નહેરવાટે વહેતો વહેતો બાગમાં ગયો અને હળથી લીટી આકારે ખેડાયેલ જમીન-ચાસ માં જઈને અટકયો અને ત્યાં પૂર્ણ બાળકી સ્વરૂપે પ્રગટયો. બાગમાં ફૂલો આવ્યાં ફળો આવ્યાં નગરનું વાંઝીયા મેણું દૂર થયું.

જંબુમાળી નગરના રાજા જંબુમાળી પણ વાંઝીયા હતા. રાત્રે એને સ્વપ્ન આવ્યું કે, મારો બાગ ફળ્યો,ફુલ્યો છે. એ હસવા લાગ્યા. વાહ વાહ રે વાહ વાહ સપનામાં તો સપનામાં પણ બાગને ફળદ્રુપ તો જોયો.રાણીએ વિચાર્યુ. રાજા ગાંડા થઈ ગયા છે. એને ભૂત વળગ્યું છે. ભૂત કાઢવા એણે લોખંડની ફાળ ગરમ કરી જંબુમાળી રાજાના કુલે ડામ દીધો. રાજા બેભાન બની ગયા. રાણીને એમ કે રાજા તો મરી ગયા. ચાર જુવાન બોલાવી તાબડતોડ એને પાનગંગા નદી કિનારેના સ્માશાને મોકલી દીધા. જંબુમાળીની કમરે રોટલાની પોટલી બાંધી હતી.

ચાર ડાઘુઓ જંબુમાળીને નદી કિનારે લઈ ગયા. પછી કંઈક ખુટતી વસ્તુ લાવવા ચારે જણા નગરમાં




આવ્યાં નદીના શિતળ પવનથી જંબુમાળીને ભાન આવ્યું ઠાઠડી અને સ્મશાન જોઈ અને કમરે બાંધેલ રોટલાની પોટલી જોઈ જંબુમાળીએ માન્યું કે નક્કી ડોશીરાણીએ મને મરેલો જાણી મને બાળવા મોકલી આપેલ છે.

જંબુમાળી ઠાઠડી ઉપરથી બેઠા થયા. અને બાગ તરફ ગયા. બાગમાં એક નવજાત બાળકી ટેહે ટેહે ટેહે ટેહે રડતી હતી. એણે વિચાર્યું કોણ કમજાત આ બાળકીને સીતામાં (ચાસમાં) મૂકી ગયું હશે ? એણે બાગ ફૂલે લો જોયો નક્કી આ ચમત્કાર છે. એવું માની બાળકીને ઉઠાવી જંબુમાળી ઘર તરફ વળ્યા.

જંબુમાળીની રાણી ઊંઘમાં હતી. જંબુમાળીએ અવાજ દીધો. રાણી કહે 'રાજા, મર્યા પછી પણ મને હેરાન કરે છે' રાજા કહે 'ડોશી ઉઠ હું એ બાળકી લાવ્યો છું. આપણી બાળકી'.

રાણી ઉઠી બન્ને જણાએ હકીકત જાણી પછી વિચાર્યું આ બાળકી આપણીજ છે એનું નાટક કરીએ.

બીજા દિવસથી રાણી ઘરમાં અને રાજા જંબુમાળી જાતે પાણી ભરે, કચરો કાઢે, ખેતરે એકલા જાય.

બધા કહે, 'રાજા કેમ રે ? જાતે કામ કરવું પડે છે? જંબુમાળી કહે- ડોશીને છેલ્લા દિવસો જાય છે. ઘરડે ઘડપણમાં એ પેટે છે તેથી હું કામ જાતે કરું છું.

બે ત્રણ દિવસ પછી જંબુમાળીએ જાહેર કર્યું કે એના ઘરમાં બાળકી જન્મી છે અને એનું નામ સીતા છે.



# ઝગડુ સ્ત્રી



એક સ્ત્રી રોજ ઝગડા કર્યા કરે . તેથી ગામવાળાએ નક્કી કર્યુ, કે આ સ્ત્રી રોજ એક ઘેર ઝગડો કરે તેવું નક્કી કરી આપીએ. તે પછી તે સ્ત્રીએ વારા પ્રમાણે દરેક ઘરે ઝગડો કરવાનું શરૂ રાખ્યું .બધા કંટાળી ગયા હતા. તે વખતે ગામમાં એક મહાત્મા પધારેલા. એક સ્ત્રીએ આ ઝગડો કરનારી સ્ત્રી વિશે મહાત્માને વાત કરી, મહાત્માએ કહ્યું, ‘‘સારુ, કાલે તમારો વારો છે, તો હું તમારા ઘરે આવીશ, પરંતુ તમારે એ સ્ત્રી સાથે કંઈ જ બોલવું નહી. બધુજ હું સાચવી લઈશ.’’ પેલી સ્ત્રી નિયમ પ્રમાણે એ સ્ત્રી ને ત્યાં ઝગડો કરવા આવી. ઘણું બધું બોલી, પરંતુ સામેથી કોઈ જ બોલતું ન હતું. તેથી મહાત્માએ કહ્યું, ‘‘કેમ બેન, તમારે ફક્ત આટલું જ કહેવું હતું?’’ ત્યારે તે સ્ત્રીએ ફરીથી ઝગડો કરવાનું શરૂ કર્યુ. પરંતુ સામેથી કોઈ જ જવાબ ન મળતાં તે સ્ત્રી થાકી ગઈ ત્યારે મહાત્માએ કહ્યું, ‘‘કેમ બેન તમારુ બોલવું પુરુ થયું?’’ આ સાંભળી પેલી સ્ત્રી ચુપચાપ ત્યાંથી ચાલી ગઈ. બીજા દિવસે બીજા ઘરનો વારો હતો. આ ઘરની સ્ત્રીએ પણ આ મહાત્માને પોતાના ઘરે બોલાવ્યા. આ દિવસે પણ પેલી સ્ત્રી બોલી બોલીને થાકી અને ઘરે જતી રહી. આ ક્રિયા એક ફળિયામાં શરૂ રહી, તેથી પેલી સ્ત્રી ઝગડો કરવાનું ભૂલી ગઈ, અને ગામમાં શાંતિ થઈ.



# સૂરજ તપો





તપો રે તપો

સૂરજ તપો
મારાં હાડ કાંપે
મારી નાડ કાંપે
ખળે લિંપણ લીલું
કોઠે બકરું ઢીલું
મરઘી ઢાંકે પીલું
તાપમાં હું ખીલું

રીંછને લટિયાં
વીંછીને અંકોડો
હાથીને સૂપડાં
ભીનાં મારાં લૂગડાં
તપો રે તપો
સૂરજ તપો
મારાં હાડ કાંપે
મારી નાડ કાંપે







# અંગ્રેજી મારી આસપાસ

ભીખો હવે એના મિત્રો સાથે ગેલમાં આવી ગયો છે ને આસપાસની દુનિયાના અંગ્રેજી શબ્દો વાપરવા લાગ્યો છે. ‘બોલ એને બોલતો કરવા માગે છે તે એને સમજાઈ રહ્યું છે. પણ અંગ્રેજીમાં બોલવા માટે પહેલા તો શબ્દોજ જોઈએ. તો ચાલો, આપણે આપણી શબ્દ શોધ આગળ ચલાવીએ રમતાં રમતાં....

ગણિત ને ભૂમિતિ ભીખાને બહુ ફાવે નહિ પણ દાખલા, આકૃતિ ભણવાં તો પડે જ. પણ એ તેને અંગ્રેજીમાંયે કામ આવશે તે એને ખ્યાલ નહિ હોય. ભૂમિતિના આકારો તેના અંગ્રેજી શબ્દ સાથે બીજા શબ્દો પણ લઈ આવ્યા...જુઓ

| | | |
|---|---|---|
| S | Q U A R E | E |
| C | | M |
| H | | P |
| O | | I |
| L | I T T L E | E |
| O | | R |

**આ ચારે બાજુ છ અક્ષરો વાળા શબ્દો ચોરસ આકારે ગોઠવાયા છે અને ભીખાને નવા શબ્દો શીખવે છે.**

SQUARE - સ્ક્વેઅ્ર - ચોરસ

SCHOOL - સ્કૂલ - શાળા

LITTLE - લીટલ - ઓછું

EMPIRE - એમ્પાયર - શાસન

 




બંને બાજુએ છ અક્ષરો વાળીને તળિયે આઠ અક્ષરોને સમાવતી આકૃતિ ત્રિકોણ રચે છે અને સૂચવે છે તેમાં આવેલા શબ્દો

TRIANGLE - *ટ્રાયેંગલ - ત્રિકોણ,* FOREST - *ફોરેસ્ટ - જંગલ*

FIGURE - *ફીગર - આકૃતિ*




**ગોળાકાર સૂચવતી આ આકૃતિએ તે માટેના જ ચાર શબ્દો સમાવ્યા છે. ચાલો જોઈએ.**

CIRCLE - *સર્કલ - વર્તુળ,* ROUND - *રાઉન્ડ - ગોળ*

RING - *રીંગ - વીંટી,* ZERO - *ઝીરો - શૂન્ય*



# દીન દુઃખી પીડિતોના ઠક્કરબાપા

આ જગતમાં સેવાને ધર્મ તરીકે માનનારા સમાજ સેવકો મળ્યા તેમાં ઠક્કરબાપાનું નામ મોખરે છે. એમણે આદિવાસી તેમજ દલિતોની સેવા કરવા માટે જન્મ ધારણ કર્યો એમ કહેવામાં વાંધો નથી. એમનું મૂળ નામ અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર છે. લોકો આજે એમને ઠક્કરબાપા તરીકે ઓળખે છે. સૌરાષ્ટ્રે જગતને ગાંધીજી જેવા અવતારી પુરુષ તેમજ હિંદને ઠક્કરબાપા જેવા કર્મવીર મહાપુરુષ આપ્યા છે. ઠક્કરબાપાની જન્મભૂમિ ભાવનગર. એમણે મુંબઈ તથા પૂનામાં કેળવણી લઈ ગુજરાત, મુંબઈ તેમજ આફ્રિકામાં એન્જિનિઅર તરીકે નોકરી કરી, પણ જન્મથી એમને એમના પિતાશ્રી તરફથી સેવાના સંસ્કારનો વારસો મળેલો એટલે નોકરી છોડી ગરીબોની દલિતોની સેવા કરવા ગોખલેજીની સાથે જોડાઈ ગયા.

ઈ.સ. ૧૯૧૮-૧૯ અને ૧૯૨૦-૨૧ ના વર્ષમાં પંચમહાલ જિલ્લાના આદિવાસી વિસ્તારોમાં પડેલ ભીષણ દુષ્કાળમાં રાહત આપવાનું કાર્ય પુરુ કર્યા બાદ આદિવાસીઓમાં કાયમી સ્વરૂપનું કલ્યાણકામ કરવાની યોજના ઘડી. પંચમહાલમાં રાહતકાર્ય કરતાં આદિવાસીઓની રહેણી-કરણી, રીતરિવાજો અને તેમના મૂળભૂત પ્રશ્નોનો અભ્યાસ કર્યો. આદિવાસીઓમાં જાગૃતિ લાવવા કલ્યાણ કામ શરૂ કર્યા. ગાંધીજીની પુણ્યસ્મૃતિ અર્થે મુંબઈ પ્રાંતના પછાત વિસ્તારોમાં સર્વોદય યોજના ૧૯૪૯ની સાલમાં અમલમાં મૂકી પૂજ્ય બાપાએ આ યોજનાનો પાયો પંચમહાલમાં નાંખ્યો. પંચમહાલના ભીલોની કરુણ સ્થિતિ જોઈ કાયમી માટે ભીલ, ગોંડ, સાંથાલ જેવી આદિવાસી પ્રજાઓ તેમજ હરિજનો માટે આખું જીવન અર્પણ કરવાનો નિશ્ચય કરી હાલના દાહોદ જિલ્લાના દાહોદ સ્થળે 'ભીલ સેવા મંડળ'ની સ્થાપના કરી.

છેલ્લે આદિ જાતિ સેવક સંઘની સ્થાપના કરી સમગ્ર ભારતની પછાત જાતિઓની સેવાનું





કામ વ્યવસ્થિત કર્યુ. વૃધ્ધાવસ્થામાં પણ ભલભલા યુવાનોને શરમાવે તેવા જોશથી કામ કરતા. આરામનું નામ નહીં. મોટાભાગના દિવસો મુસાફરીમાં કાઢે. લખતાં થાકે તો વાંચવું ને વાંચતા થાકે તો લખવું. આરામ લેવા કોઈવાર ખુદ ગાંધીજી કહે, પણ બધી વાતમાં આજ્ઞાપાલક બાપા આરામની વાતમાં બાપુનુંય ન માને. વખતની ફરિયાદ કરતાં કહે 'હરિજનો અને આદિવાસીઓનું કામ પ્રતિ પ્રાંતે એટલુ બધું પડયું છે કે, આ એક જીંદગીમાં પુરુ થાય તેમ નથી'. એક સહ કાર્યકરને લખે છે કે ''અહીં મરવાની પણ ફુરસદ મળતી નથી. જમ આવે તો તેને પણ કહેવું પડે કે અર્ધો કલાક થોભી જા'' અને ખરેખર જમ આવતાં સુધી - છેક છેલ્લા શ્વાસ સુધી સેવાકાર્ય કરતાજ રહ્યા.

ગાંધીજીને જે થોડા પણ સાચા કર્તવ્યનિષ્ઠ સેવકોમાં શ્રધ્ધા હતી તેમાં ઠક્કરબાપાનું સ્થાન અનોખું હતું. બાપુની માફક બાપા પણ મોક્ષ કરતાં સેવાર્થે બીજો અવતાર ઝંખતા કહેતા કે '' પ્રભુની ઈચ્છા હશે ત્યાં સુધી શરીર સેવા કરી છૂટશે, તે વાહન બંધ થશે ત્યારે પરમાત્મા આપણા કાર્ય પ્રમાણે નવું વાહન આપશે''. જાહેર નેતા થઈ ભાષણો કરવાને બદલે મૂંગા રહી પીડિતોની સેવા કરવામાંજ તેમને રસ હતો. દલિત, દુઃખી કે પીડિતોની સેવા કરવાની હોય દુષ્કાળ, રેલસંકટ, ધરતીકંપ કે એવા કોઈ કુદરતી સંકટોથી લોકો મુશ્કેલીમાં આવી પડે, ત્યાં તરતજ દોડી જઈ વ્યવસ્થિત રીતે, નિઃસ્વાર્થભાવે, નિરભિમાનીપણે તેઓ કામ કરતા. આવા લોક સેવકને યાદ કરતાં હર્ષથી છાતી ફૂલાઈ જાય છે. આદિવાસીઓ તેમજ હરિજનોના હક્કોના રક્ષણ માટે બંધારણમાં જરૂરી કલમો દાખલ કરાવી ઉમદા કામગીરી અદા કરી છે. આજે પણ લોકો બાપાને માન આપી યાદ કરે છે. આ હતા આપણા લોક સેવક.

આપણા આ લોક સેવકનો જન્મ ૪-૧૨-૧૮૬૯ માં ભાવનગરમાં થયો હતો. તેમનું અવસાન ૧૯૫૧માં થયું હતું.



# ઉખાણાં ????????????????????

૧. વાંકી ચૂકી કોયલ બાઈ
ત્રણ માથાં ને દસ પાઈ
- હળ -
(પાઈ= પગ)
(હળ હાંકનાર અને બે બળદ)

૨. નાનકડી છોકરીને
કાન ભરીને વાળીઓ -
મરચાં

૩. હરણ દોડે, દૂધ પડે – (ઘંટી)
ઘંટીમાંથી પડતો દળાયેલો લોટ

૪. મામા સળગે પણ મામાની લંગોટ
ન સળગે -ઈંટ - પગદંડી

૫. એક જીવ એવો, એનાં પેટમાં દાંત
-કાકડી - કાકડીના બી

૬. ધોળી મરઘીને એક જ હાડકું
- લસણ

૭. ત્રીજા માળે કાળસિંગરાજા
બિરાજે-તવો - ચૂલાપર

૮. પહેલાં આવ્યો વેલજી ડોસો
પછી આવ્યો ફુલજી ડોસો
ત્યાર પછી આવ્યો ટાલિયો ડોસો
- કોળું - (પહેલા વેલો, પછી ફૂલ
અંતે ફળ)




# ગાંધીજીની મમતા

ગાંધીજીને બાળકો ખૂબ ગમતાં, અને તેથી જ બાળકો સાથે ગમ્મત કરવાનું ચૂકતા નહી.

એક વાર ગાંધીજી એક શાળામાં બાળકો સાથે વિનોદ કરી રહ્યા હતા. ત્યારે એક વિધાર્થી કંઈક બોલ્યો, પણ શિક્ષકે આંખ કાઢી તેથી તે ચૂપ થઈ ગયો અને આ બધુ ગાંધીજી જોઈ ગયા. ગાંધીજીએ તે વિધાર્થી પાસે જઈને પૂછયું, ''બેટા તું મને કંઈક કહેવા માંગે છે? શું કહેવું છે?'' બાળકે કહ્યું, ''તમે પહેરણ કેમ નથી પહેરતા? હું મારી બા પાસેથી પહેરણ સીવડાવી લાવીશ. તમે પહેરશો?''



ગાંધીજીએ બાળકને કહ્યું, ''પણ મારી એક શરત છે. હું એકલો નથી, મારે તો દેશના ૪૦ કરોડ ભાંડુઓ છે. તારી બા આટલા બધાને પહેરણ સીવી આપશે?'' આ સાંભળી બાળક અવાક થઈ ગયો. ગાંધીજીએ બાળકને પિછાની લઈ પ્રેમથી તેની પીઠ થાબડી.



# કાગળ

મિત્રો, ગયા અંકમાં આપણે પેન્સિલની વાત કરી. જે પેન્સિલથી તમે જેમાં લખો છો તે કાગળ વિશે આપણે જોઈએ. કાગળ અનેક પ્રકારના હોય છે. નોટબુકના કાગળ, ડ્રેસીંગ પેપર, સમાચારપત્રના કાગળ વગેરે જુદી જુદી સામગ્રીમાંથી બનાવવામાં આવે છે.

કાગળનો ઉપયોગ સૌ પ્રથમ ઈ. સ. પૂર્વે ૩૫૦૦ ની આસપાસ ઈજિપ્તમાં થયો હતો એવું માનવામાં આવે છે. તેને ગ્રીક ભાષામાં પેપરીસ (PAPYRUS-પેપરીસ) કહેતા હતા. 'પેપરીસ' પરથી પેપર શબ્દ આવ્યો. પેપર એટલે કાગળ. તે સમયે CYPERUS PAPYRUS નામના છોડમાંથી તે મેળવવામાં આવતું. તાડપત્રો, ઝાડની છાલ અને લાકડાનાં બોર્ડનો ઉપયોગ લખવા માટે થતો હતો.

ઈ.સ. ૧૦૫માં ચીનમાં ત્સાઈ લુને પહેલો કાગળ બનાવ્યો હતો. ભારતમાં કાગળ જેવી બે વસ્તું તાડપત્ર અને ભૂર્જપત્ર. તેને ગરમ પાણીમાં ઊકાળીને સુકવવામાં આવતા. તેના પાછળના ભાગમાં લખવામાં આવતું. ભૂર્જ નામના ઝાડ હિમાલયના વિસ્તારમાં કાશ્મીરમાં થાય છે. કાગળ શોધાતા તેનો ઉપયોગ બંધ થયો. લાકડું, ઘાસ, વાંસ, શેરડીનો કૂચો, શણ વગેરેનો માવો બનાવી તેમાંથી કાગળ બને છે.આ રીતને અંગ્રેજીમાં 'પલ્પિંગ' કહે છે. રંગીન કાગળ બનાવવા માટે તેમાં રંગ ઉમેરવામાં આવે છે.

ભારતમાં ૧૮૩૨માં પશ્ચિમ બંગાળમાં શ્રીરામપુરમાં પહેલી પેપરની મિલ શરુ કરવામાં આવી હતી. હાલમાં ભારતમાં મોટી ૩૦ અને નાની ૨૭૫ મિલો આવેલી છે. જેમાં અનેક જાતના કાગળો બનાવવામાં આવે છે.

# એ.... જાય.....



વગડામેં શું શું ફરે ?
કીડી ને મંકોડી ફરે
વગડામેં શું શું ફરે ?
ઓરસંગ ને હેરણ ફરે
આબુગઢમેં
પાવાગઢમેં
રતનમાળમેં
ખેડભરમામેં
માનગઢમેં
ડુંગર પુરમેં
ઊદાપુરમેં
માંડવગઢમેં
લીલાં લીલાં તોરણ તરે
આપણ ભાળીએ
ડુંગરે દોડીએ
એ... જાય... એ... જાય...

કીડી મંકોડી... એ... જાય...
એ... જાય... એ... જાય...
ઓરસંગ હેરણ ... એ... જાય...
એ... જાય... એ... જાય...
હોલા તેતર એ... જાય...
નાનાં મોટાં એ... જાય... એ... જાય...
મારા વગડે એ... જાય... એ... જાય...



## તિજોરી ભરાય તો છાણાં સૂકાય



એક ગામ હતું.
એક વાર આ ગામમાં એવું થયું કે
છાણાં સૂકાય જ નહિ.
બધાં પૂછે કે
છાણું કેમ સૂકાતું નથી ?
તો કહે, સૂરજનાં કિરણ અહીં
પહોંચતાં નથી.
કેમ પહોંચતાં નથી ?
ગામની બહાર ઊંચું ઊંચું ઘાસ
છે.
ઘાસ કેમ ઊંચું ઊંચું છે ?
ઘાસને ઢોર ચરતાં નથી.



 



કેમ એ ઘાસને ઢોર ચરતાં નથી ?
ઢોર ચારે એ ગોવાળ આવતો નથી.
કેમ ગોવાળ આવતો નથી ?
માલિક એને પગાર આપતો નથી એટલે.
માલિક કેમ એને પગાર આપતો નથી ?
તો કહે,
પગાર આપવા રાજાનો ઓર્ડર નથી.
રાજા કેમ ઓર્ડર નથી કરતો ?
તો કહે,
એની તિજોરી ખાલી છે.



# રીંછ અને શિયાળ



એક હતું રીંછ અને એક હતુ શિયાળ બન્ને વચ્ચે ખાસ મિત્રતા હતી. રીંછ અને શિયાળ બન્ને નજીક રહેતા હતા. રીંછ પાસે શિયાળ કરતા વધારે જમીન હતી અને શિયાળ પાસે ઓછી હતી પરંતુ શિયાળ ચતુર હતું તે રીંછની જમીનમાં ભાગે ટામેટા કર્યા. ત્યારે રીંછને શિયાળે કહ્યું કે ઉપરનો ભાગ મારે અને જમીન નીચેનો ભાગ તારે ત્યારે રીંછે હા પાડી ત્યારે ટામેટા લાગીને પાક્યા પરંતુ રીછને ખાવા ન મળ્યા અને બધા ટામેટા શિયાળ લઈ ગયું. આમ રીંછ ખુબ ગુસ્સે થયું. ફરીવાર શિયાળે રીંછની જમીનમાં ગાજર કરવાનું નક્કી કર્યું. આમ રીંછે પહેલેથી જ શિયાળને કહ્યું કે આ વખતે ઉપરનો ભાગ મારે અને નીચેનો ભાગ તારે ત્યારે શિયાળે હા પાડી આમ થોડા સમય પછી શિયાળે ગાજર કાઢવાનું શરૂ કર્યું આમ રીંછને એક પણ ગાજર ખાવા ન મળ્યો આમ રીંછ ફરી ગુસ્સે થયું. અને પોતાનું ઘર અને જમીન છોડી ને બીજે રહેવા લાગ્યું. આમ ચતુર શિયાળે રીંછ પાસેથી જમીન અને ઘર મેળવી લીધું.





# ઘાંચીની વાર્તા

એક હતો ઘાંચી. તે બહાર ગામ ઘોડી લેવા ગયો હતો. તેણે ઘોડી ખરીદી હતી. ગાભન ઘોડી લઈને આવતા રસ્તામાં અંધારુ થયું. એટલે ઘાંચીની નાતમાં રાતવાસો કર્યો. તે રાત્રે ખરીદેલ ઘોડી ગાભન હતી તે વાઈ અને બે વછેરુ થયા. સવાર પડી. ઘાંચીભાઈ ચા પીને ઘરે જવા માટે ઘોડી અને ટટ્ટુને પણ સાથે લેવા તૈયાર થયા ત્યારે તે ઘરનો ઘાંચી કહે, ‘‘ભાઈ, આ તારૂ ટટ્ટુ નથી. એતો મારી લાકડાની ઘોડી વાઈ છે.’’ ‘‘તારી ઘોડી નથી વાઈ,’’ એમ કહી ટટ્ટુ ઘાંચીભાઈએ લઈ લીધું. હવે ઘાંચીભાઈ રડતો રડતો આવે છે,ત્યારે તેને એક ઘરડો બળદ મળ્યો, ત્યારે ઘાંચી ને રડતો જોઈને બળદે કહ્યું, ‘‘અલા ભાઈ, કેમ રડે છે?’’ ત્યારે ઘાંચીએ કહ્યું, ‘‘હું રસ્તામાં રાતવાસો રહ્યો, ત્યાં મારી ઘોડી વાઈ, પણ તે ઘર માલિક મારી લાકડાની ઘોડી વાઈ એમ કહી મને ટટ્ટુ આપતો નથી.’’ ત્યારે બળદ કહ્યું, ‘‘તમારા લોકોને આવું જ થવું જોઈએ. મેં આખી જીદંગી ખેતી કરી પણ હવે હું ઘરડો થયો ત્યારે મને મારા માલિકે કાઢી મુક્યો.’’ હવે આગળ ઘાંચી રડતો રડતો જાય છે. ત્યારે રસ્તામાં તેને એક ગધેડો મળ્યો. ગધેડો કહે, ‘‘ભાઈ, કેમ રડે છે?’’ ત્યારે ઘાંચીએ કહ્યું ,‘‘હું ઘોડી લેવા માટે ગયો હતો અને રસ્તામાં રાતવાસો રહ્યો, ત્યાં ઘર માલિક ઘાંચીભાઈએ મારા ટટ્ટુને મારી લાકડાની ઘોડી વાઈ છે એમ કહી ટટ્ટુ મને આપ્યું નહીં.’’ ત્યારે ગધેડાએ કહ્યું, હું ‘‘આખી જીંદગી કુંભારને ત્યાં માટી લાવ્યો અને



જ્યારે હું ઘરડો થયો તો મને બે ડંડા મારી કાઢી મુક્યો છે. એટલે તમારા લોકોને આવું જ થવું જોઈએ.'' એટલે ઘાંચી રડતો રડતો આગળ જાય છે. તેને રસ્તામાં એક શિયાળ મળ્યું, શિયાળ કહે, ''અલા ભાઈ, કેમ રડે છે?'' ત્યારે ઘાંચીએ કહ્યું, ''મારી ફરિયાદ કોઈ સાંભળતુ નથી.'' ત્યારે શિયાળે કહ્યું, ''હું તને તારુ ટટ્ટુ અપાવીશ.'' ઘાંચીએ કહ્યું, ''તો ચાલો મારી સાથે.'' હવે ઘાંચી અને શિયાળ બંને સ્થળે પહોંચી ગયા. શિયાળ કહે, ''ઘાંચીભાઈ, તારે આ ઘાંચીભાઈ નું ટટ્ટુને આપવાનું છે કે નહીં,'' ત્યારે ઘર માલિક ઘાંચીએ કહ્યું કે, ''મારી લાકડાની ઘોડી વાઈ છે.'' ત્યારે શિયાળે કહ્યું કે, ''જા તારા ગામના આગેવાનોને બોલાવ.''

ઘાંચીએ ગામના લોકોને ભેગા કર્યા, ત્યારે શિયાળભાઈ ઝોખા ખાતા હતા. ગામના આગેવાનોએ ત્યાં જઈને કહ્યું, ''શિયાળભાઈ, કેમ તમે ઊંઘો છો? તમે ન્યાય કરવા આવ્યાં છો, તો કહો,'' ત્યારે શિયાળે કહ્યું, ''ભાઈ, દરિયામાં આગ લાગી હતી, અને ઝાડ અને પાન ઉપર માછલીઓ ચઢતી હતી તે ઓલવવા માટે ગયો હતો, તેના લીધે મને ઊંઘ આવે છે.'' ત્યારે ગામના લોકોએ કહ્યું, ''હે શિયાળભાઈ, આવું કઈ હોતું હશે કે દરિયામાં આગ લાગે અને ઝાડ અને પાન પર માછલીઓ ચઢતી હશે?'' ત્યારે શિયાળ કહે કે, લાકડાની ઘોડી કંઈ વાતી હશે? ત્યારે ઘાંચીભાઈ એ શિયાળને મરઘો આપ્યો હતો ત્યારથી શિયાળ મરઘાને ખાય છે.




# બાળકોનો ઉદ્દેશ

બાળકો ઓ બાળકો.....

બાળકો ઓ બાળકો.....

બાળકો તમે ઊઠી જાજો ઘરે ઘરે રે

ગામજનોને સંદેશ દેજો,

ભણવા આવે રે

મારા ગામની બેનડીઓ,

તમે વહેલી આવો રે

વહેલી આવો,

સલેટ લાવો ભણવા આવો રે

ગામજનોને સંદેશો દેજો,

ભણવા આવે રે.

બાળકો.. ઓ ..બાળકો...(૨)

મારા ગામના યુવાનો,

તમે નિશાળે આવો રે

નિશાળ આવો ભેગા થાઓ,

અક્ષર વાંચો રે

ગામજનોને સંદેશો દેજો,

ભણવા આવે રે.

બાળકો.. ઓ.. બાળકો...(૨)

મારા ગામના ગુરુજી,

તમે નિશ્ચય કરો રે

મારા ગામના વડીલો,

તમે નિશ્ચય કરો રે

વહેલા આવો,

અક્ષરજ્ઞાન પાઠ ભણાવે રે

ગામજનોને સંદેશો દેજો,

ભણવા આવે રે.

બાળકો..ઓ..બાળકો...(૨)



## આદિવાસી હોળીના ગીત

## ગીત ગીત ગીત ગીત ગીત

વાડનો વેલો રે, ઊભી વાડે જાય શે
વેવોણીને દોડું રે ઊભી વાડે જાય શે
આગોળ વેવાણી રડતી જાય શે

_|_|_|_|

મારા વાડામેં જાજા વાલારિયા
વેલો તૂટી જાય ચોરો તૂટી જાય
મારા વાડામેં જાજા વાલરિયા
મારા વાડામેં વેવાણી આવેલી
વેલે ગુંચાય પડી મરઘાં ઝાલી લીધી રે

_|_|_|_|

ખાખેરી ઓથે રીજો રે ભાયા
રોઝડી ભડકતી આવે રે લોલ
મારા ભાયની સાળી
રોઝડી ભડકતી આવે રે લોલ

_|_|_|_|

રૂમે ઝૂમે મારી માટી કાપડીનો કૂદો રે
કોણે હેરેલો મારી કાપડીનો કૂદો રે
શેલિયે હેરેલો મારી કપડીનો કૂદો રે
મરઘો ગુછેલો તારી કપડીનો કૂદો રે
વેવાલી પેટે તારી કપડીનો કૂદો રે

_|_|_|_|

સીંધેણી વનમે જવુ રે જવાનણી
સીધેણી કોટો વાજ્યો રે લોલ
બાર હાથહાળી
પંદર હાથફેટો
એંટો ફાડીને પાટો બાધુ રે લોલ
લાવ રે જવાનણી
કાક તારો કાંટો
કાંટો કાઢીને બાંધુ પાટો રે લોલ

_|_|_|_|





અમદાવાદથી ગાડી આવી
એમાં મારા માસી આવ્યા

શું ! શું ! લાવ્યા
પાટી પેન લાવ્યા.

માસી સાથે માસા આવ્યા
શું ! શું ! લાવ્યા

જલેબી પેંડા લાવ્યા
ભેગા બેસી ને ખાધાં

❑❑❑❑

પોપટ મારો ભાઈબંધ છે.
લીલો લીલો રંગ છે
ચાંચ એની લાલ લાલ છે
લીલા લીલા મરચા ખાય
સીતારામ સીતારામ બોલતો જાય
પાણી પીને ઉડી જાય

❑❑❑❑

ચોપડી ખોલું ખોલું ને ઊડી જાય
ના નારે રહેવાય હવે નારે સહેવાય( ૨ )
મારા હૈયામાં કંઈ કંઈ થાય...
કે ચોપડી ખોલું ખોલું ને ઊડી જાય

ઓ...રે...ઓ...રે...
બાળક તારા હૈયામાં શું શું થાય ?
ઓ...રે...ઓ...રે...
ચોપડી ને દફતરમાં રખાય
ચોપડી ને દફતરમાં રખાય...
પેન હાથમાં રખાય
એતો ફરજ કહેવાય...એતો ફરજ કહેવાય...
પછી બીક તો ભાગી જાય.
કે ચોપડી ખોલું ખોલું ને ઉડી જાય.

❑❑❑❑



# રાજાની વાર્તા

## વારતા રે વારતા વારતા રે વારતા

એક ગામ હતું. તે ગામમાં ખેડૂત તેની પત્ની સાથે રહેતો હતો. બંને પોતાના ખેતરમાં ખેતી કરતાં હતા. બીજા ખેતરમા શેરડીની ખેતી કરી હતી અને શેરડીનો પાક તૈયાર થઈ ગયો હતો. ઉનાળાની ઋતુ હોવાથી બપોરે બરાબર તાપ પડતો હતો. ખેડૂત પોતાના ખેતરમાં પત્ની સાથે કામ કરતો હતો.

ખેતર રસ્તા ઉપર હોવાથી ત્યાંનો રાજા પસાર થયો. રાજા છુપાવેશે નીકળ્યો હોવાથી તે પોતાનો ચેહેરો છુપાવીને ઘોડા ઉપર બેસીને નીકળ્યો હતો. ઉનાળાના દિવસો હોવાથી રાજા પરસેવાથી લથપથ થઈ ગયો હતો.અને તેને તરસ લાગી હતી. તે પાણીની શોધમાં પેલા ખેડૂતના શેરડીના ખેતર નજીક આવી પહોચ્યો. રાજાએ ખેડૂતને પાણી પીવડાવવા માટે જણાવ્યું તો પેલા ખેડૂત દંપતિએ પોતાના મહેમાન ગણીને ખેતરમાંથી શેરડીના રાડા કાપ્યા અને શેરડીના રસથી પ્યાલો છલકાઈ ગયો. આ રસ ભરેલો પ્યાલો પેલા મહેંમાન રાજાને ખેડૂત આપે છે.

રાજા રસ પીને પોતાની તરસ છીપાવે છે. અને મનમાંને મનમાં વિચારે છે. અત્યારે ખેડૂતો પાસેથી જે વેરો લેવામાં આવે છે તે ઘણો ઓછો છે. આ લોકો ખરેખર ધનવાન છે તેથી ખેડૂતો પાસેથી વધારે કર લેવો જોઈએ, આમ વિચારી રાજા ફરીથી એક પ્યાલો શેરડીનો રસ માગે છે. ત્યારે ખેડૂત પત્ની ખેતરમાં જઈને શેરડીનુ રાડું કાપે છે. પરંતુ રસ નીકળતો નથી. ત્યાર પછી તે ઘણાં બધાં શેરડીનાં રાડા કાપે છે પરંતુ રસ નીકળતો નથી.

ખેડૂત પત્ની કહે છે કે કાંતો રાજા દયા વગરનો થયો છે. અથવા ધરતી કસ વગરની થઈ છે તેથી જ આવુ થયુ છે. ત્યારે રાજા આ સાંભળી જાય છે અને ખેડૂત પત્નીની માફી માગે છે, કે હુંજ રાજા છું. શેરડીનો રસ પીતા પીતા મને ખેડૂતો પાસેથી વધારે કર લેવો જોઈએ તેવો વિચાર આવ્યો હતો. તેથી જ શેરડીમાંથી રસ નીકળ્યો નહીં. આમ રાજાએ આ ખેડૂતની માફી માગી.





# ભીલી મહાભારત પદ્યસાર

બાર વરસે મેરસુમેરથી ઊતર્યા
સરસાંખર ગંગામાં નહાવા ઊતર્યા
સાલના થડ પર મૂક્યો ચીપિયો
પહેલાં અગનિ પછી
સતકુંવર પ્રગટ્યો
ગુરુજી સતને ધૂણીએ લાવ્યા
સતકુંવરે ધનુષનાં તીર ચલાવ્યાં

તેંતર મારીને ધૂણીએ નાખ્યાં
ગુરુ કહે : પંખી મરે પાપ લાગે
સતકુંવર કહે : સદ્‌વચન આલો
એમ કરો તો હું તીર રોકું
પછી ગુરુએ સત્‌વચન આલ્યું
ચેલો કહે : ગુરુ વચને બંધાયા
ચેલો કહે : હું ગંગા પરણું





ગુરુએ કહ્યું ને ગંગા પરણી
ગંગા પરણી એક શરતથી

મારાં છોકર ગંગામાં નાખો
ગંગાએ જણ્યા ત્રણ કુંવર
ગગીવર સેતર ને વિહાગ
બધા કુંવર ગંગામાં નાખ્યા
એક બાળકી ગુરુને સોંપી
ગંગા પૂંછે સતકુંવર બોલ

 

સતિયા માર્યાં કેટલા છોકર?

એક કુંવરી જીવતી છોડી?

તું જૂઠો, મારે તારે કઈ નહિ.

કુંવરી કેમ ના પધરાવી તેં?

સતિયો કહે મારી ભૂલ થઈ

તારું મારું પુરુ થયું, લે આ ચૂડો

ગંગા તરત તરત અલોપ થઈ

ગંગા જળમાં માછલી થઈ ગઈ.



બાળકો, આ ચિત્ર કઈ વાર્તા પરથી બનાવવામાં આવ્યું છે ?

**(આનો જવાબ તમને આવતા અંકમાં મળશે.)**





વિકાસ એટલે મનના બળની વૃદ્ધિ. વિચાર. વિવેક . એ પોતે જ કરવા પડે.

આપણે બધા જ વિવેકી બની ગયા, વિચાર કરવા લાગ્યા, તો આપણા ગામડાં પણ સુખી અને સરળ બનશે.

દરેકે વિચાર કરવો પડશે કે પોતાના ઘરની સ્થિતિ સુધારવા માટે, બીજા કોઈ રસ્તા ખુલ્લા છે કે નહિ? આપણે ખેતી કરતા આવ્યા છીએ, અને ખેતીનું કામ ન હોય તો મજૂરી. આ ખેતી માટે પિયતના પ્રશ્નનો બીજા કોઈની મદદ વિના કોઈક તો ઉકેલ લાવવો પડશે. ચાર-પાંચ ખેડૂત ભેગા થઈ, એકાદ કુવો તો બનાવી જ શકશે. વળી, વરસાદનું પાણી સાચવી લેવા અને પાણીનો જથ્થો વધારવા એકલા હાથે કરવા જેવા ઘણાંબધા પ્રયત્નો છે. એની માહિતી મેળવવાનો પ્રયત્ન કરવો, એ માહિતી વપરાશમાં લેવી જરૂરી છે. આ કરવા માટે કોઈ ખર્ચો નથી, કોઈકની રજાની પણ જરૂર નથી. પોતે કરી શકીશું.

આપણા ઘરની બાહર, ફળિયામાં ચોખ્ખાઈ જાળવી રાખવી, આપણા જ હાથમાં છે. ત્યાં વધુ ને વધુ ઝાડ વાવવા, તેને પાણી અને ખાતર આપવું આપણું કર્તવ્ય છે. ફળિયાના બધા યુવાનો અથવા બધા બહેનો ભેગા મળીને નિર્ણય કરવામાં આવે તો એક-બે વર્ષોમાં દરેક ફળિયું લીલુંછમ થઈ શકે છે. આ કરવા માટે વધારે પાણીની જરૂર નથી.

ફળિયામાં ઝગડા થવાના એ સ્વાભાવિક છે. પણ આપણા ફળિયાના ઝગડાનો નિકાલ લાવવા માટે આપણે



પોતે જ કોઈ રસ્તો કાઢવો પડશે, જેથી વકીલો માટે, કોર્ટ અને પોલીસ પાછળ જે ખોટા પૈસા બગડે છે, તેની બચત થશે.

બિયારણ, ખાતર અને દવા લેવા માટે આપણા ફળિયામાંથી દરેકને દર વર્ષે ખર્ચો કરવો પડે છે. જો બધા ભેગા થઈ, જથ્થામાં આ બધું ખરીદી શકીશું તો વધારે રાહત દરે આ બધું મળશે. દરેકની થોડીઘણી બચત થશે. બચત કરવાની શક્તિ દરેક પાસે હોવી જોઈએ, જેથી ધીમે ધીમે ખેતીને લગતા નાના ઉદ્યોગો, વ્યવસાયો ઊભા કરી શકાશે.

આપણા ફળિયાનું દરેક બાળક નિશાળે જાય છે કે નહિ એ જોવાની દરેકની જવાબદારી છે. દરેક બાળક ભણવા લાગશે તો એ વધારે વિચારી બનશે, આધુનિક દુનિયામાં રહેવા અને યશસ્વી થવા લાયક બનશે.

આ નાના કામો નથી, આ જ વિકાસ છે. એ કરવા માટે કોઈની મદદની જરૂર નથી. પોતે એવો નિર્ણય કરો. હિમ્મતથી આ બધું કરવું પડશે.

આત્મનિર્ભરતા એ જ એક સાચો વિકાસનો રસ્તો છે. એકવાર આત્મનિર્ભર થવાનો નિર્ણય કરીશું અને તે નિર્ણય અમલમાં મુકવાના દરેક માર્ગ અપનાવીશું તો આપણો સંપૂર્ણ અને સર્વાંગી વિકાસ થતા વાર નહિ લાગે. એક વાર આપણો નિર્ણય થઈ જાય તો દુનિયાની કોઇ સત્તા આપણને રોકશે નહિ.

મને લાગે છે કે મારા આદિવાસી મિત્રોના આ વિચાર દુનિયાને ઉપરકારક નિવડશે.




